સોળ પુસ્તકની એકંદર નકલ એક લાખ સવાત્રણ હજાર.

શ્રી

# દેવી નાનીબા વિરહ.

દોહરો.

દેવી સમ આ દીકરી, દારૂણ પડીયું દુઃખ;
ગરીબ પિતાને તજી, સ્વર્ગે લેતાં સુખ. ૧

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,
કવિ
ત્રિભુવનદાસ નારણજી-અમદાવાદ.
ઠેકાણું
યપર દરવાજે ભક્તિની પોળ માહાદેવવાળો ખાંચો ઘર નં. ૧૮૦૩



સને ૧૯૨૨ પ્રત ૧૦૦૦. સંવત ૧૯[illegible]

અમદાવાદ
ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઇ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા, ચાર રસ્તા.

કિંમત ચાર આના.

# અર્પણ પત્રિકા.

વાહલી પુત્રિ નાનીબા ? ? ?

તારી માધુર્યવાણીની સૌન્દર્યતા, યાને લાલીત્ય; મારા પ્રત્યેની ઘણી દયાળુ અને માયાળુ ભાવના, શેવાની અપુર્વ લાગણી, તારા સર્વોત્તમ ગુણ અને જ્ઞાનથી મને આનંદ પ્રગટાવવાની બુદ્ધિ, મારા મનોવિચારને જાણવાની અત્યુલ્ય શક્તિ કાયની દક્ષતા, ધર્મ પ્રત્યેની લાગણી, ઇશ્વરભક્તિ એવા અનેક ગુણોથી અલંકૃત્ય. સન ૧૯૭૮ ના વૈશાક સુદ ૭ બુધવારની રાત્રે સાડા બાર વાગે તા. ૪ માહે મે સને ૧૯૨૨ ઇશ્વીના રોજ આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગ સીધાવતાં તારા કાયમના સ્મર્ણાર્થે આ લઘુ ગ્રંથ તનેજ સ્વાર્પણ કરૂં છું. તે સ્વીકારી મને આભારી કરીશ.

તા. ૧૭-૬-૧૯૨૨

લી.

તારા વિયોગથી પીડાતો તારો પિતા

**ત્રિભુવનદાસ નારણજી.**

પ્રભુ તારા આત્માને

શાંતિ આપો.

# પ્રસ્તાવના.

માહરી નાની બેન નામની પુત્રિ, સંવત ૧૯૫૯ ના માહા સુદ અગીયારસને દિવસે જન્મી, સંવત ૧૯૭૮ ના વૈશાક સુદ ૭ મે બુધવારે, સ્વર્ગવાસ કર્યો. માહરી પુત્રિ અને મારા વચ્ચે પુત્રથી વિશેષ પ્રેમ હતો. જેને લીધે દગ્ધ અંતઃકરણે હરતાં ફરતાં ગદ્ ગદ્ કંઠે થઇ જતો. મનની અસ્થિરતા મર્યાદા બાહર વધવા લાગી, બેચેનીએ મારા હૃદયમાં ઘેરો ઘાલ્યો. ખાવા પિવા, સુવા, બેસવા, હરવા ફરવા, બોલવા ચાલવાનું નિયમિતપણું શૂન્યવત્ થવા લાગ્યું. આવા પ્રસંગે મે૦ પો૦ સ૦ ઇ૦ સા૦ કૃષ્ણુલાલ કાળીદાસ પંડયા જેમણે કાયદાનું સારૂં જ્ઞાન મેળવી અને પોલીસ ખાતાની નોકરીમાં સર્વોત્તમ કીર્તિ પ્રાપ્ત કરેલી છે તેમણે મને થયેલો અરૂંઝ ઘા રૂઝાવા, મારી દીકરીના સ્વર્ગવાસ સંબંધી પુસ્તક લખવાનું સૂચવ્યું જે મને રૂચ્યું. જેને લીધે મારો કલ્પાંત, અફસોસ ઓછો થશે. એમ ધારી રડતી આંખે કરૂણા રસથી ભરપુર આ પુસ્તક લખ્યું અને મારી પુત્રિના સ્મર્ણાર્થે છપાવી પ્રસિદ્ધ કર્યું. પ્રભુ મારી વ્હાલી પુત્રિને શાંતિ આપો.

# દેવી નાનીબા વિરહ.

દોહરા.

દેવી સમ તું દીકરી, દારૂણુ દઇને દુઃખ;
ગરીબ પિતાને તજી, સ્વર્ગે લીધું સુખ. ૧
સાગર રેલ્યો શોકનો, શું દઉં આડા હાથ;
કારી ઘાની કાળજે, વર્ણવી જાય ન વાત. ૨
એકા એકજ દિકરી, સિનિયર થૈને પાસ;
વિણ વિદ્યાના લાભથી, કરી ગઇ સ્વર્ગે વાસ. ૩
વિદ્યા ધન ભેળું કર્યું, અખુટ અપરમ પાર;
તે નવ હાથે વાપર્યું, નડીયો કાળ કરાળ. ૪
પિતા પાકી ઉમ્મરે, જે જોઇ લેતો સુખ;
તે તરછોડી દીકરી, વનમાં કુર્યો વિમુખ. ૫
કયાં જન્મી કયાં ઉછરી, (કયાં) કીધો વિદ્યાભ્યાસ;
મરણુ પથારી કયાં કરી, લેવા સ્વર્ગે વાસ. ૬
આક્રંદ કરતાં દીકરી, જાય ન દિવસ રાત;
સદા વિયોગ તારો થતાં, આવ્યું દુઃખ અમાપ. ૭

## મારી સ્થિતિ.

આંખ વિના અંધારૂં રે—સહાય૦

હું બની બેઠા બાવો બાવો રે, પુત્રિ માહરી;
હું બની બેઠા બાવો બાવો

સગાં સરવને છોડી દીધાં, વતન વેગળાં બેટા કીધા;
નસીબ થયાં નવ સીધાં સીધાં રે (૨) પુત્રિ૦ હું બની૦

હતો એકલો જાતે જેવો, થઇ બેઠો તે આજે એવો;
ઈલાજ હવે શુ લેવો લેવો (૨) પુત્રિ૦ હું બની૦

અવલંબન કો ન મળે મારે, આ દુનિયામાં આજ અત્યારે;
નવ વારસ, નવ વાહુ રેરે (૨) પુત્રિ૦ હું બની૦

આ અપસોસ ન ઉર સમાયે, કયાંય કહ્યો પણ જો નવ જાએ;
ગભરામણ એ મન થાયે રે થાયે રે (૨) પુત્રિ૦ હું બની૦

કાંકય દયા દિલ તારે લાવી, બેટા પાસજ લેજ બોલાવી;
વિનતી પુત્રિ છે આવી આવી રે. પુત્રિ૦ હું બની૦

## દોહરા.

સંવત સાલે ઓગણી, અઠોતેરજ સાલ;
વૈશાક સુદની આઠમે, વાર હતો બુધવાર. ૧

બાર ઉપર ત્રીશ મિનિટે, છોડયો આ સંસાર;
ગરીબ પિતાની નાંકરી, વિયોગ તણી પરવાર. ૨

સને ઓગણી બાવીશે, હતો પાંચમો (મે) માસ;
તારીખ જો ચોથી હતી, રાત મધ્ય હતી ખાસ. ૩

વિયોગ થતાં પુત્રિ તણો, અતુલ્પ પડીયું દુઃખ;
જીવીત ઝેર બનાવીયું, કાયમ કર્યો વિમુખ. ૪

# સીતાના ધોળનો રાગ.

## પરલોકનાં પરિયાણ.

એહેની પરલોક પરિયાણ આદર્યા.
દીધી વિધ વિધ વ્હાલીબા સિખ, વદન રાખી ઠીક.
પ્યારી પુત્રિ માહરી.
મને હૈયે હિંમત આપી તેં ઘણી,
દિધા દિલાસા તેં પારાવાર, શાસ્ત્રોને આધાર. પ્યારી૦
માગ્યું સ્વર્ગનું ભાતું તે મૂખથી.
અને કર્યા છે વૃત પચખાણ, જવા નિરમાણ. પ્યારી૦
સાધુ સમીપ જોડી બે હાથને, કાને સાંભળીયાં મંગળીક;
ભલી, ભલી રીત. પ્યારી.
એહેની નિંદ્રા તજાવી તે માહરી,
ભાઇ ભાઈ કરી માગ્યું તેં તોય, શુદ્ધિ પુરિ હોય–પ્યારી૦
પેહેલો ચમચો, પીધો બહુ પ્રેમથી;
બીજે ચમચે લઇ પ્રભુ નામ, તજી દીધા પ્રાણ. પ્યારી૦
એહેની ધ્યાન ધર્યું સદા ઈશનું,
મિથ્યા મનથી ગણ્યો તે સંસાર, ધર્મને આધાર પ્યારી૦
નથી લોભ, મોહ તે લગારે કીધો;
રાખ્યા દેવી તેં અળગા વિકાર, સમક્તિને આધાર. પ્યારી૦
પુત્રિ મારૂં તેં દુઃખ વિચારીયું, ઘડીઘડીએતું કરતી કકળાટ;
કરીને ઉચાટ. પ્યારી૦

મારા માટે દયા રાખી તે ઘણી, પણ કુદરતે ધરી નહીં કાન;
આપી કાંઇ માન. પ્યારી૦

કોઇ ઉપાય ચાલ્યો ન તાહરો તેમ મારો ઇલાજ થયો શૂન્ય;
જેવાં મારાં પુણ્ય. પ્યારી૦

## પ્રભુ પ્રાર્થના.

ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાગ.

શાંતિ આપો નાની બેનને, શાંતિનાથ સહુ નાથજી,
સ્તુતિ કરી માગું એટલ્યું, જોડી દીન હું બે હાથજી;
શાંતિ આપો નાની બેનને.

સંવત ચાલે આ ઓગણી, અઠોતેરની સાલજી,
વૈશાક સુદની આઠમે, વાર હતો બુધવારજી. શાંતિ.

અને ઓગણી બાવીશમાં, હતો મે ચાલું માસજી;
તારીખ ચોથી મધ્યરાત્રિએ, કીધો સ્વર્ગમાં વાસજી. શાંતિ.

રાંક રતન પુત્રિ માહરૂં, હતું નિરધન ધનજી;
કાળ અકાળ હરિ ગયો, લૂંટી મુકયો મને વનજી. શાંતિ.

હરદમ હૈયાથી ન વિસરે, એવો હતો મમ પ્રેમજી;
દયા લેતાં નવ આવી દૈવને, જરા નવ આવી રેમજી. શાંતિ.

પાપ અમાપ હશે માહરાં, તેથી થયો છે આ લોપજી;
દીન સ્થિતિ દિન ગુમાવતો, તેમાં થયો પુત્રિ કોપજી. શાંતિ.

ધડપણે ઘા કર્યો કાળજે, સહ્યો જાય ન નાથજી;
આપ વિણ દુઃખ હું કયાં કહું, કોણ સુણે મારી વાતજી. શાંતિ.

શાંતિ આપી રાખો ચરણુમાં, પ્રભુ પ્રાર્થના એજ છે;
કૃપા કરીને અમ્મર કરો, કરી તેજ સાથે તેજજી. શાંતિ.

દોધક છંદ-૩-ભ૦ ૨-ગુ-

હે પ્રભુ ! હે પ્રભુ !! હે પ્રભુ મારા-ગુણ ગણ્યા નવ જાય તમારા,
ન્યાય અને રૂડિ છે તમ નીતિ;એ અવની તણી' છે ઘણી પ્રીતિ-૧
લોક કહે તમ છોજ દયાળા; સૌજ કહે વળી છો કરૂણાળા,
આપ કળા કહિ કોઇ શકેનાં; ગૌ રચના કર આ દુનિયામાં-૨
આપનું નામ જપે સદભાવે; મર્ણ અને અવતાર ન પામે,
કોટિ કર્યા કદિ હોયજ પાપ; તે બળિ ભસ્મ બને જન સાફ-૩
ઘાતકી પાતકી તે તરી જાએ; સીવનું નામથી મોક્ષ પમાએ;
એ મહિમાં મહિમાં તુજ મોટો તારી કને નથી કૈકજ ગોટો-૪
વાણી વદે સહુ શાસ્ત્ર વિચારી; સૌથી ગતિમાં ગતિ તુજ ભારી;
કેમ કરૂં પ્રભુ હું અન્ય શંકા, ચોતરફે સુણી હું તુજ ડંકા-૫
ઉલટું સુલટું મેં બહુ દેખ્યું, ન્યાય નથી તુજ એમજ લેખ્યું;
પાપી હતો કદિ હું તુજ ધારી; પુત્રી પવિત્ર તમેજ શું મારી ?-૬
વાંક હતો કદિ નાથજ મારો;તો પછી કેમ મને નહિં માર્યો ?
પુત્રિ હતી નિર દોષજ મારી; કેમ તમે પ્રભુ લીધિ ઉપાડી-૭
ભોગવતાં વપુએ બહુ દુઃખ; નાથ તજી નથી જો ઘડિ સુખ,
પ્રાણ જતાં પણ નામ ઉચાર્યું; મોત પ્રભુ કહું તેનુંજ ધાર્યું-૮
આ ઇનસાફ ન હોય તમારો; કાંઇક વિચાર પ્રભુ ઉર ધારો,
આ અવનિ તળનું અવિનાસી; વાત બને નહિં ત્યાં કદિ રાસી-૯

કાયમ નાની પુત્રી ગુણુ ગાતાં; શ્વાસ નકામ ન મૂખથી ખાતાં;
તેની દયા નવ આણિજ નાથ; આપ તણો કહું આ ઈનસાફ–૧૦
બાપ ગરીબ ન નાથજ ધાર્યો; સાગર મૂછ્ય મનેજ ઉતાર્યો;
નાથ નથી જતું દુઃખજ ગાતા, માર નથી સહ્ય જો જરી થાતા–૧૧
કાળજડા મચિ લાયજ લાંગી; કયાં જઇ બોલવું સાહ્યજ માગી,
હોળી બળ્યાસમ હૈયું બળે છે; આ અફસોસ શું કયાંય ટળે છે–૧૧
સાંભરતાં રડવું બહુ આવે; ખાવું ન ભૂખ છતાં પણ ભાવે,
બેસવું કે સુવું ઊંઘ ગમેના; બોલવું ચાલવું ચિત્ત ખમેના–૧૧
ત્રિવિધિ તાપ અમાપજ કીધો; ડાઘ મને વિષ વીંછીજ દીધો;
વીંછી તણું દુઃખ તો મટિ જાએ; આ દુઃખ કોથી નહિં દુર થાએ–૧
હે પ્રભુ ઘા ઘટમાં બહુ કીધો; કયાંય જણાય ન અંગજ સીધો;
સ્વર્ગ મૃત્યુજ તણો નવ રાખી; જીંદગી મારી બગાડીજ આખી–૧

દોહરા.

હું તજી આ સંસારને, કદિ ગયો જો હોત;
લાગત દુઃખ ન આટલ્યું, વળી નજરે નવ જોત. ૧
પૂરણ પાકા પાપથી, પુત્રિ પડયો વિયોગ,
દોષજ મારા દૈવનો, ન મળે બિજો યોગ. ૨

રામબાણ વાગ્યા હોય તે જાણે એ રાગ.

જમવા બેસતાં જોડે ઓ દીકરી, ભલા ઓ ભાવથી ભાણે,
બેસું બાવા સમ આજે હું એકલો, જમતાં જોડે તે ઠેકાણે;
ઓ દીકરી, થાયે ન છુટકયો મુઆણે.

બાપા, બેટા, બેન કહીને બોલાવતો, પુરાએ પ્રેમને એંધાણે,
શબવત બનીને મૌન્ય રહું છુ, અતિ ઉદાસી આ ટાણે;
ઓ દીકરી૦

નિરાળ, કૉલેજથી વાર થતી આવતાં; ઘેલો થતો તે ટાણે,
દોડતે પગે હુ સામે જો આવતો, અધિરાજનની પ્રમાણે;
ઓ દીકરી૦

હવે દોડું કયાં જાણી ઓ દીકરી, નથી સ્થળે કે કો ધાણે;
પ્રભુ વિના કોઇ બિજુ જગતમાં, ગઇ છો તે સ્થળ નવ જાણે.
ઓ દીકરી૦

ઇચ્છા પ્રભુની હશે તે આગળે, મારૂં તે જોર શું ચાલે;
અખંડાનંદમાં રહો મારી દીકરી, આશીષ તાત એ આલે.
ઓ દીકરી૦

બાપ તારાની દયા લાવ દીકરી, વિંધે વિયોગ બહુ બાણે;
તેડાવી લેજો તારી સાથે તું, પુત્રિ તું ગઇ તે પ્રમાણે.
ઓ દીકરી૦

રૂડું રમકડું મારૂં હું લેખતો, દેખી દ્રષ્ટિ ખુશ થાતો;
અંધ અપંગ સમ આજે બન્યો છું, આબાર ઉમરે જાતો.
ઓ દીકરી૦

બાપ, ભાઇ કરી મને કો ન બોલાવે, પુત્રિ તારૂં હેત લાવી;
સાવ આધાર વિણ રહ્યો છું એકલો, ભટકતો બેનડી ભીખારી.
ઓ દીકરી૦

# પ્રભુ-પ્રાર્થના.

છંદ વિજયછંદ ૭-ભ-૨ ગુરૂ. અ૦ ૨૩.

હે પ્રભુ હે પ્રભુ હે પ્રભુ હે પ્રભુ, હે પ્રભુ હે પ્રભુ હે પ્રભુ મારા;
હે પ્રભુ હે પ્રભુ હે પ્રભુ હે પ્રભુ, હે પ્રભુ હે પ્રભુ દીન દયાળા,
બાળકડી નિજ તાત તજી પ્રભુ, ચર્ણજ આવીજ છેજ તમારા;
શાંતિ અને સુખ હે દુનિયાં પતિ, દે કરૂણાકર હે કરૂણાળા.

# વિશ્વની વિધવિધ રચના.

ગજલ.

ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનુ છે ? ? ?
મળશે રાજ્યગાદી કે, અરેરે વન જવાનું છે ? ૧
સતીને સાથ લેવાથી, હરણ તેનું થવાનુ છે ? ? ?
જઇ વનમા અને ત્યાંથી. અરે લંકાં જવાનુ છે ? ૨
ન જાણ્યું રાવણે મનથી, સતી નું હરણ જો કરતાં;
ન થાશે છુટકયો મારો, જતાં સહુ રાજ્યને મરતાં. ૩
ન જાણ્યું કૃષ્ણે પણ પોતે, મરણ વનમાં થવાનુ છે ? ? ?
નથી જ્યાં માનવી કોઇ, અરેરે ત્યાં જવાનુ છે ! ૪
જનમ શ્રીકૃષ્ણે લીધો કયાં, ? અને કાયા પડી કો કયાં ?
ખબર તેની નહી તેને, નહિં તો જાત શું કરવા ? ૫
કહે છે લોક દેવો જે, નથી તેને ખબર વીધી;
પછી છે માનવી શું માત્ર, ત્રિભુવન વાત કે સિદ્ધિ.- ૬

૯૯૮૪



# શાન્તિ થતી નથી.

## ગજલ.

દિલાસા દે મને દુનિયાં, તથાપિ શાંતિ ના થાયે;
શોકાગ્નિ ચિત્તને ચીરે, (પણ) નથી જ્યાં કોઈ ઉપાયે. દિ૦
[1]ગયેલી સંપત્તિ આવે, ગયેલાં વાણુ આવે છે;
ગયેલો વખ્ત ન આવે, ગયાં નાં પ્રાણુ આવે છે. દિ૦
સરવ એ વાત જાણું છું, બનેલી દુનિયાંમાં હું;
તથાપિ પુત્રિ વિયોગે, બનેલો હું દીવાનો છું. દિ૦
મૂરછા રામ બંધુંને, હતી આવી વખત જ્યારે;
પુકાર્યા રામચંદ્રજી, બંધું બોલ દે ત્યારે. દિ૦
મરણુ શ્રીકૃષ્ણુનું થાતાં, બળીભદ્ર બન્યાં ઘેલા;
ખભાપર શબ લઇ તેનું, રડયા તે વનમાં પેલા. દિ૦
મહાજે દેવના દેવો, ધિરજનાં તે શકયા ધારી;
ત્રિભુવન કે હિંમત શું હોય, અરેરે આજ કો મારી દિ૦

## ગજલ.

સગામા તું સગી મારી, હતી મેં મનથી ધારી;
થઈ તે પુત્રિ તું ન્યારી. પડયો પરદેશ મુકીને. ૧
સગા કોઇએ નથી બીજા, પુત્રિ ભાઇ ભત્રીજા;
નજીકના કોઈ પણુ ત્રીજા, પડયા પરદેશ મુકીને. ૨
સનેહી રામજી કાકા, ગણ્યા છે પુત્રિ તેં સાચા.

---

૧ મારા સ્નેહી વ્યાસ છગનલાલ જેશંકર વ્યાસના શબ્દો છે.

વિના કોઈએ નથી ખાસા–પડયો પરદેશ મુકીને. ૩
મણિબા બેન જે મારી, ફઈબા બેન તે ધારી;
દયા છે તેમની સારી. પડયો પરદેશ મુકીને. ૪
રતનબા તે ફૂઈ તારાં, મને છે બેન જે વ્હાલાં;
હવે છે આખરે મારા. પડયો પરદેશ મુકીને. ૫
ગમે તે સહુ મને ચાહશે, કર્યાં તારા નહી થાશે;
જીવડીઓ જંખતાં જાશે. પડયો પરદેશ મુકીને. ૬
જવું ન્હોતું તને ગમતું, કેહેતી સ્વાસને દમતું;
કર્યું તેં ખોળીયું ભમતું. પડયો પરદેશ મુકીને. ૭
ગઇ છો પ્રાણ તું લઇને, પ્રભુનું નામ જો દઇને;
મને સંભાળ ત્યાં રઇને. પડયો પરદેશ મુકીને. ૮
દયા તું બાપથી જાણી, કરૂણા ઉર વિશે આણી;
મને તું લઈ જજે તાણી. પડયો પરદેશ મુકીને. ૯

## મૃત્યુના વખતનો દેખાવ.

### ગજલ.

વદનથી તું ગઇ હસ્તી, વધારી સ્વર્ગમાં વસ્તી;
મૂકી જંજાળને ખસ્તી. જ્ઞાની ગુણવંતી બા ૧
મધુરા બોલ બોલીને, હૃદયના ભાવ ખોલીને;
દેવાર્યા દાન ડાલીને. જ્ઞાની ગુણવંતી બા ૨
મને દિલગીર નહિં થાવા, દીધા છે બોધ તેં બાપા;
પુત્રિ તેં સ્વર્ગ જો જાવા જ્ઞાની ગુણવંતી બા. ૩

વખાણી ચાકરી મારી, ઓ પુત્રિ નોનીબા પ્યારી;
કરતાં સ્વર્ગની સ્વારી. જ્ઞાની ગુણુવંતી બા. ૪
બજાવી ફરજ મેં મારી, સગી તું પુત્રિ જે ધારી;
તેમાં સ્તુતિ કરી સારી. જ્ઞાની ગુણુવંતી બા. ૫
કરતાં વાત વદનેથી, બદલી તેં આંખ સદનેથી;
રડાવ્યો કંઠ ગદનેથી. જ્ઞાની ગુણુવંતી બા. ૬
હ્રદયમાં વેદના એવી, સહન નાં થાય જો તેવી;
સદાની દે ગઈ એવી. જ્ઞાની ગુણુવંતી બા. ૭
ફરૂં ઘેલો થઈને હું. વિયોગી બાપ તારો છું;
નથી પડતી નજરથી તું, જ્ઞાની ગુણુવંતી બા. ૮
ગઇ છે ભુખ તે નાસી, ગઈ છે પાણીની પ્યાસી;
સાંભળજે સ્વર્ગની વાસી, જ્ઞાની ગુણુવંતી બા. ૯
નથી ધંધો મને ગમતો, ફરૂં છું પ્રેટ સમ ફરતો;
હ્રદયને રોજ જો દમતો, જ્ઞાની ગુણુવંતી બા. ૧૦
દ્રગેથી દીકરી દેખી, પ્યારા પુત્ર સમ લેખી;
આનંદ હું પામતો એથી, જ્ઞાની ગુણુવંતી બા. ૧૧
ભણાવા ભાવથી જાજે, ભવિષ્ય જે સુધરે કાજે;
થયું છે ભસ્મ તે આજે. જ્ઞાની ગુણુવંતી બા. ૧૨
વિચારો જાણીને તારા, થતી શાંતિ ઉરે મારા;
થયા ત્યાં કોયલા કાળા, જ્ઞાની ગુણુવંતી બા. ૧૩
વિસરતી તું નથી ઘડીએ, શ્વાસોશ્વાસમાં રડીએ;
દુઃખો કયાં જઇ અને કહીએ. જ્ઞાની ગુણુવંતી બા. ૧૪

## મનહર છંદ.

બેટા તું તો ભુલી ગઇ, દેવ અવતાર લઇ;
(પણ) રાંક પિતા હૃદયથી, નથી તને ભુલતો.
ચોવીશે કલાક મને, સાલે છે, વિયોગ તારો;
જેમ દારચાની મધ્ય, જાણે હોઉં ડુબતો.
છણુણુણુ છાતી મારે, શોકાગ્નિ રહીને સદા;
થરરરર કમ્પાવે છે, વિયોગ આ અમને.
કાલો ઘેલો ગાંડા જેવો, બનીને ફરૂં છું બેન;
મુખ જોવા તારૂ પણ, ન દેખું હું તમને. ૧
ભણાવ્યાના લોભથી મેં, લગન તારાં ન કર્યાં;
કુમારીકાવય બેન, વર્ષ કીધી વીશની.
ભાવ અતિ ભણવામાં, હતો બેન હૈયે તારે;
તેથી સીનિયર થઈ, મર્જી જગદિશની.
વિદ્યા જ્ઞાન મેળવીને, મોતની પથારી કીધી;
કુદ્રતની અવકૃપા, થઇ ઘણી રીસની.
કાવ્ય કળા જાણવાને, લાલસા અંત્યંત રાખી;
તેમાં નિશફળ પુત્રિ, થઇ કાળ ભીંસથી. ૨
નાની બેન બોલી હતી, ચાકરી કરીશ સારી;
ઘડપણ આવ્યે ભાઈ, આમતું કેતી હતી.
પિતા પ્રત્યે પુત્રિ પ્રેમ, જગતમાં હોયજ છે.
તથાપિ જે તારો પ્રેમ, મેં અનુભવ્યો અતિ.

પ્રાદાઇમાં સદા રહી, સભ્યતા સદાઈ રાખી;
સત્ય વાત સદા વદી, જીવન નિભાવતી.
કુદ્રતના કોપ થકી, લોપ થતા મારા બેટા;
આ વાત ન સત્ય થઈ, ધન્ય છે પ્રભુ ગતિ. ૩

મનહર છંદ.

દુનિયામાં દિકરીને, પત્થર સમાન લેખે.
તથાપિ બેટા તને હું પુત્ર સમ લેખતો.
રાજી રાજી રાજી થતો, હૃદયમાં સદા જ્યારે;
સુસીલ વદન તારૂં, દ્રષ્ટિ થતી દેખતો.
પ્રેમાળ સ્વભાવ તારો, જોઈ મારા જીગરથી;
અતિ મોદ લેતો બેટા, ગુણ ગાઢ પેખતો.
અદૃશ્ય થઈને પુત્રિ, છતે મને નયણુથી;
સર્વ દશ થકી સદા, કીધો છે અદેખતો. ૧
હસાડી રમાડી અને, જમાડી એ પ્યારી પુત્રિ;
બચપણે આનંદેથી, શાંતિમાં વિરામતો.
કાલુ કાલુ બોલી મને હેતથી હસાવતી તું;
બાળચેષ્ટા અલૌકિક જોઇ ઉર ઠારતો.
રમતાં જમતાં જોઈ, ઉભરાઇ આનંદમાં;
નિરંતર જતું મ્હારૂં, હૃદયનું ધારજો.
આવા આવા વખતને, વીશ વર્ષ વીતાવીને;
છેવટમાં સ્વર્ગ લીધું, ધૂળ મેલી પ્યારતો.

# અપિલ હું કયાં કરૂં!!!

### ગઝલ.

અપિલ હું કયાં કરૂં જઇને, અદાલત જ્યાં નથી કોની;
હકીકત કયાં કહું મોની ??? વ્હાલી પુત્રિ મ્હારીઓ.
હથોહથ જેમણે દીધી, હથોહથ તેમણે લીધી;
ન રેહેવા ક્ષણ વધુ દીધી, વ્હાલી પુત્રી મ્હારીઓ.
વસી છો વાસ કયાં જઇને, જીવે છે શું તીહાં ખઇને;
તજી તું કેમ શકે સહીને, વ્હાલી પુત્રી મ્હારીઓ.
જમે છે કે રહી ભુખી ? દુઃખી કે છો ઘણી સુખી;
ખબર એટા નથી મુખી, વ્હાલી પુત્રિ મ્હારીઓ.
મળું હું કયાં તને આવી, ઇલાજોમાં બની હાવી;
શકું હું કઇ રીતે ફાવી, વ્હાલી પુત્રિ મ્હારીઓ.
ઉમળકા અંગમાં આવે, ન જાએ કયાંઇ પણ ગાવે;
પુત્રિ તું વાટ બતલાવે, વ્હાલી પુત્રિ મ્હારીઓ.
પિતાને રાનમાં મેલી, સલામો, નેં કરી છેલી;
જણાવી વાતને પેલી, વ્હાલી પુત્રિ મ્હારીઓ.
ડુબાવ્યો દુઃખને દરિએ, ન ચાલે જોર જો જરીએ;
કરી આક્રંદ અમે મરિએ, વ્હાલી પુત્રી મ્હારીઓ.
દયા પિતા પ્રતે લાવી, મળો બા એક વાર આવી;
વધારે નાં જુવો તાવી, વ્હાલી પુત્રિ મ્હારીઓ.

## મનહર છંદ.

વ્હેન રાંકનું રતન, જાણી કરતો જતન;
છોડી અસલ વતન, તારા પુત્રિ કારણે.
ધંધાનું હું ધ્યાન તજી, ઘડી ઘડી મુખ જોવા;
સ્ટેશનથી દોડી દોડી, આવતો હું બારણે.
આવીને હું ઉલ્હાસથી, હાલા ગાતો હેત થતી;
ઝુલાવતો દોરડાને, બાંધી ઘેર પારણે.
આવી રીતે ઉછેરીને, ભણાવી ગણાવી પણ;
છેવટે તેડાવી લીધી, નાથજો નારાયણે.

## તોટક છંદ.

ગમતું ઘડિએ, નથી ક્યાંય મને.
પણ શું કરવું, જવું કોનિ કને.
ફરિયાદ નહીં, પ્રભુ ધ્યાન ધરે;
ત્રિભુવન ઉપાય પછી શું કરે. ૧
રડવું હૃદયે, નિત્ય નિત્ય રહ્યું;
દુઃખ જાય નહીં, સ્થલ કોઈ કહ્યું.
પ્રભુ નામ જપી, રહું સૌમ્ય મને
સુખ શાંતિ ઘણી, પ્રભુ દેજ તને. ૨

## લલીત છંદ.

રતન રાંકનું, ગુમજો થયું;
વતન છોડીયું, વ્યર્થ તે ગયું.

જતન ઘૌ કર્યું, ધૂળ થૈ રહ્યું;
દુઃખજ જાયનાં, કયાય જો કહ્યું. ૧
દૂર દશા કરી, દિકરી ખરે;
સુધરશે નહીં, કોઇ જો ભવે.
જખમ પ્રેમનો રૂજશે નહીં;
અતિજ વેદના, શું જશે સહી. ૨

દોહરો.

સરસ કરી મેં ચાકરી, કશું ન આવ્યું કામ;
ઈલાજ સહુ અળગા પડયા. જયા રૂઠયો ભગવાન. ૧
પુત્રિ પાત્ર અતિ પ્રેમનું, અર્વાને હતું અમૂલ્ય;
કુદ્રત કોપી આસમે, સઘળું કીધું ધૂળ. ૨

## પ્રભુ તમારૂં તેડું મોકલો.

રાગ–જમાનો બુરો આ આવ્યો રે

પ્રભુ તેડું મોકલો વ્હેલુ, પેહેલામાં સહુથી પેહેલું૦
નથી કંઈ કહેતો હું ઘેલું રે પ્રભુ૦ ૧
સંસારમાં સાર કાંય ન દિઠો, કયાં ન દિઠું સુખ;
આધિ, વ્યાધિ અને ઉપાધિ કેરાં, દેખું છું દારૂણ દુઃખ
અણધાર્યું (૨) અહિં ઉપજેલું રે. પ્રભુ૦ ૨
ઘર, દુકાનને વાડી તજયો અને તજયો છું નિજનો દેશ;
વિદેશમાં વસ્યો વાસ તથાપિ, જોયું ન સુખમેં લેશ,
આવી અહિં (૨) દુઃખની રેલ્યું રે પ્રભુ૦ ૩

માત, પિતા, ભ્રાત ગુમાવ્યાં ભગિની, ગુમાવી પુત્રિ એક;
કાળજે કારી ઘા છેવટ વાગ્યો, વર્ણવ્યો જાએ નાં છેક;
કષ્ટ સામે (૨) જોઉં ઉભેલું રે. પ્રભુ૦ ૪
ઉમ્મર તે પણ આવી પોહાચી છે, આવવા તારી પાસ;
કરજોડી તારી સ્તુતિ કરીને, કે'છે ત્રિભુવન દાસ,
વચન આ (૨) છેલામાં છેલું રે. પ્રભુ૦ ૫
જાણું જીવ્યામાં સાર ન દેખું, લેખું છું જીવન ફોક;
આશ્રય આપી પ્રભુ રાખોને મ્હારો, છેવટમાં તમે નોક,
જેથી ત્યાં હું (૨) ખુસીમાં ખેલું રે. પ્રભુ૦ ૬

## નાનીબેન વીલને કેમ સીલ કર્યા ?

### મનહર છંદ.

મારા પાસે મિલકત, લાંબી પો'ળી હતી નહી;
પણ હતી નજીવી તે, તમારી કરેલ છે.
પિતાનો સંબંધ છોડી, શરીર સગાઇ તોડી;
વીલને તો સીલવિણ, કર્યેજ કરેલ છે.
જગતનો મોહ તજી, નિત્યનામ પ્રભુ ભજી
જઇ પ્રભુ ચરણમાં, વાસ તો કરેલ છે.
દરકાર દુનિયાંની, તજી પછી મારી કયાંથી; ૧
નાની બેન હૈયે હોય, તેથી તુ તજેલ છે.
તારા પે'લા મરી ગયો, હોત કહિ મારી પુત્રિ;
તોયે પણ દુઃખ માહે, ડુબી જાતે જાતહું,

તારૂં નિરાધાર પણું, અવલોકી આંખ થકી;
વાલ્હી કોઇ હતુ નહિં, તેથી દુઃખી થાત હું.
જીવતાં નિરાત નથી, મરતાં નિરાંત નોહતી;
મહા કષ્ટ મને હતું, કયાં કહું આ વાત હું.
બે બાજુનો માર મારા, પુત્રિ પ્રાણના આધાર;
તેનો તે નિવેડો આણ્યો, કરી ઉતપાત તું. ૨

## કુદ્રત તારો ખેલ અજબ છે.

### મનહર છંદ.

કુદ્રતનો ખેલ બહુ, ભેદનો ભરેલ ભાસે;
હર્ષ આપે ખુબ તેને, પોક તું મુકાવે છે.
બળ, કળ, હુન્નરથી, જગતને ઝુકાવી દે;
પાયમાલ તેને કરી, જાહેર ઝુકાવે છે.
રાજાઓથી પ્રધાનો તે, સત્ય બોલ બોલે તેને
ખોટું બોલવાને માટે, સત્ય તું ચુકાવે છે.
અબજો પતિ ગણાય, શેઠ અને શાહુકાર;
એક દિન દીવાળાંઓ, તેને તું કુકાવે છે. ૧

### સોરઠો.

કુદ્રત તારૂં કામ, કળયું કળાએ નાં કદિ;
મેરૂ તરણું થાય, તરણું દે મેરૂં કરી. ૧
આ અવળા ખેલ, ખલકે તારા જોઇને;
કે જઇ કે'ની પાસ, હૃદય ત્રિભુવન રોઇને. ૨

# કર્મ પાસે કાકલુદી.

## ભુજંગી છંદ.

અરે દૈવ આ દર્દ, કયાંથી જગાડયું;
હણી દીકરી મોત, મારૂં બગાડયું;
કયો હાલ બેહાલ, આ ઉમ્મરે જો,
ચડાવ્યો મને દુખને ડુંગરે જો.
નહીં દુ:ખ અંગે, અરેરે ખમાએ;
નહીં પાર આ દુ:ખનો જો પમાએ;
અરે વેર વાળ્યું, કયા જન્મ કેરૂં,
ખરે ખાત કીધો, મને ખેરૂં ખેરૂં. ૨
દયા કેમ નાવી, તને લેશ મારી;
કીધી બંધ તે સુખની સર્વ બારી;
થશે હાલ બે હાલ તે નાં વિચાર્યું, ?
ખરૂં રત્ન જે રાંકનું તે વિદાર્યું. ?

## દોહરા.

શરમ કરમને હોયનાં, તેવું બજવ્યું કામ;
દોષ દૈવ હું શું દઉં, વગોવીશું ? ભગવાન. ૧
આ આફાની દુનિયાં, ફનાં એકદિ થાય;
મહિ પાણી નો જ્યા નથી, કદિ કોઇ ઉપાય. ૨

## માફી.

હે પરમકૃપાળુ પરમેશ્વર ? ? ? હે તરણું તારણુ ? ? ?
હે સર્વ વ્યાપક ? અધંમ ઉધારણ ? ? માંહરી વાંહલી

પુત્રિનું અકાળ અવશાન થતાં. માહરૂં અંતઃકરણ શોકથી સપડાયું, ગમગીનીથી ગારદ બન્યું, જે અફસોસને લીધે આ પુસ્તક લખાયું. જેમાં આપનો કવનદ્વારાએ દોષ બતાવેલો છે. પરંતુ તે દોષ આપનો નથી. છતાં લખાયો છે તેને માટે પશ્ચાતાપ પુર્વક માફી માગુ છું. તે સ્વીકારી મને દોષ મુક્ત કરશો. દોષ માત્ર મારા પાપ કર્મનોજ છે. નહીતર આવી માહરી સ્થિતિ આવત નહી. પ્રભુ મારી પુત્રિ નાનીબાના આત્માને શાંતિ આપો ? ? ?

## નાનીબેન, મારા માટે તારી લાગણી કાયમ રાખજે.

### હરિગીત છંદ.

ચિંતા તજી ચાલી ગઈ, મારી અરેરે દીકરી;
પરવા પિતાની આખરે, તેં નાં કરી મારી જરી.
ધાર્યું ન જો તારૂં થયું, તેથી તજી છે લાગણી;
સંભાળ તો પણ રાખજે, પ્રભુ પાસ કરીને માગણી. ૧

## કાકા રામજી પીતાંબર પ્રત્યે તારા ઉપકારના ઉદ્ગાર.

### મનહર છંદ.

કાળી રાતે કાકા બેન, સંભાળ લેવાને તારી;
આવતા જે અતિ ભાવે, રોજ રૂડા રામજી.
મણિબાને મોકલીને, મદદ ઘણીજ દેતા,
આણીને વખત ઘણું, પુત્રિ આપ્યું માનજી.

છેવટે વળાવી બેન, શોકમાં જે ભાગ લીધો;
મર્ણોતર ક્રિયા માટે, આવી સમ શાનજી.
ઉપકાર બેન માની, આશિષ અગાઉ આપી,
વંશ વૃદ્ધિ કરશે જો, ભલા ભગવાનજી. ૧
તા. ૧૩-૧૨-૨૧.

બેહેન ટેમીના રતનજી-છોકની વિદાયગીરીના વિયોગ પ્રસંગે
પ્રભુ પ્રાર્થના રાગ-ધોળ.
પધારો પીયરભણી-એ ઢબ.

મ્હારી વાહલી વડી ટેમી બેનડી, તારો વિયોગ સહન નહિ થાય;
પણ શું કરૂં ઉપાય. મ્હારી વાહાલી બેનડી.
મને હરદમ મદદ કીધી ઘણી, તારા ઉપકારનો નથી પાર,
જાણે કીરતાર, મ્હારી વાહાલી બેનડી.
સહુ બેહેનોનો શ્રૃંગાર તુજ છે, તારા મિઠા મધુરા છે બોલ;
અમૃત તણે તોલ. મ્હારી વાહાલી બેનડી.
તારા વિવેકનો પાર પમાએનાં, તારી દયાના શું ગુણ ગાઉ,
સુણી ઘેલી થાઉ. મ્હારી વાહાલી બેનડી.
તું તો હરખથી સહુને હસાવતી, કરતી દિલગીરી દિલ થકી દૂર,
આનંદ દઈ ભરપુર. મ્હારી વાહલી બેનડી.
કોઈને દુઃખી દેખી દુઃખી તું થતી, એવું હૃદય કોમળ કરૂણાળ;
ભલી એ દયાળ. મ્હારી વાહલી બેનડી.
સત્ય નીતિમાં તાહરી ટેક છે, રૂડા શુદ્ધ છે સારા વિચાર,
લેવા જો આધાર. મ્હારી વાહલી બેનડી.

ઘણી નિડર ને નેકીવંત છો, સત્ય સાથે રાખી લડનાર;
ગરીબના આધાર મ્હારી વાહલી બેનડી.

બ્હેની આશિશ આપું છું એટલી. કરજો રૂડુરે જીવનું જતન,
પોતાને વતન. મ્હારી વ્હાલી બેનડી.

બેહેની જ્ઞાનગુણોમાં વૃદ્ધિ પામો, રહો મોહ મહિ મશહુર;
સુખે ભરપુર. મ્હારી વાહલી બેનડી.

બેહેના દીર્ઘાયુ રહેજો આ દેશમાં, અતિ આરોગ્ય રહેજો અંગ,
સુખોથી અનંત મ્હારી વાહલી બેનડી.

તારી નાની બેહેનીને સંભારજે, હું તો હરદમ રાખીશ યાદ;
દીના સમ નાથ. મ્હારી વાહલી બેનડી.

બેહેની પ્રેમનો પત્ર પઠાવજે, મહિ લખજે તું કુશળક્ષેમ,
લાવી તમે રેમ. મ્હારી વાહલી બેનડી.

લી. તારી નાની બેન,

**નાની ત્રિભુવનદાસના શુભ આશિશ.**

આ કવિતા બીજા પુસ્તકમાં છપાવવા ચી. નાની બેહેનનો વિચાર હતો. તે પુસ્તક છપાવા ઢીલ થઇ. દરમીયાન નાની બેન તા. ૪-૫-૨૨ ના રોજ ગુજરી ગઈ. અને તેનું જ પુસ્તક છપાયું. ચી. નાની બેનને ટેમીના બેહેન પ્રત્યે અપુર્વ પ્રેમભાવવાળી લાગણી હતી. કવિતા છપાવવા તેને પ્રબળ ઇચ્છા હતી. જેથી આ કવિતા છપાવી ટેમીના બેહેનની શેવામાં રજુ કરૂં છું. લી૦

**ત્રિભુવનદાસ નારણજી—(નાનીના બાપા).**

## ભેખરે ઉતારો રાજા ભરથરી.

સંસારમાં કોનું કો નથી, એમ સમજું છું મનજી;
તદપી પુત્રિ નથી ભુલતો, બેન નાની રતનજી. સંસાર.
ઓવાળ આવીને ભેળાં લાકડાં, જેમ અનુક્રમે થાયજી;
અનુક્રમે એમ વિખરાયને, જુદે જુદા તે જાયજી. સંસાર.
આવા અનુંપમ દાખલા, આપે શાસ્ત્રો અપારજી;
તદપિ શોકાગ્નિ સમે નહિં નાની બેન ઘડીવારજી. સંસાર.
આવ્યું ગમે છે આલમને, ગયું ઘડીનાં ખમાયજી;
સમે નાં શોક ગયા તણો, જેનું (ન) માપ બતાવાયજી. સંસાર.
હાની હરેક ખમાય છે, જતાં ધન, ધામ, માલજી;
હાની માનવની ખમાયનાં, એવો પ્રેમનો છે તાલજી. સંસાર.
ઉઘડતી આંખ દીઠે દીકરી, એવો હતો મ્હારો પ્રેમજી;
કરમને શરમ આવી નહિ, આવી નહીં જરી રેમજી. સંસાર.
અરજ, અપીલ નથી જેહની, પુકાર કરીને કયાં જાઉજી;
તારા વિયોગની વેદના, પુકાર કરીને કયાં ગાઉંજી. સંસાર.
પાપ પુત્રિ નથી તેં કર્યા, શાણી બેહેની સંસારજી;
છતાં કાળે હણી તુજને, કરી અદૃશ્ય આ વારજી. સંસાર.

### ઉપકાર.

પરમ પૂજ્ય માહાત્માશ્રી ચીમનલાલ બુલાખીદાસ, હરિલાલ કેવળરામભટ્ટ, ભાઈ શંકરભાઇ, મહાંતશ્રી જુગ-

લદાસભાઇ તથા અંબાલાલભાઇ, શ્રી. બેન. નર્મદા અંબા-
લાલ, મણીલાલ જયાનંદ ભટ્ટ, નુરમાહમદભાઇ વેલસી, ભાવસાર ગીરધરલાલ, બેન પસી, ઉજમબા બાપુજી નરોત્તમ બેન રતનબાના દીલાસા માટે આભાર માનું છું.

લી૦

**ત્રિભુવનદાસ નારણજી**

ના ઘટીત.

આજ દોઢ વર્ષમાં, મહાન કુકર્મ કરનાર ઘણીજ ભયંકર આઠ અઘોચર સ્ત્રીઓના સહવાસમાં જવું પડયું. તેમાં છેલ્લી બે જણીએ તો મને અને મારી પુત્રીને એટલ્યું દારૂણ દુઃખ આપ્યું છે. કે જેનું વણુન કરતા વર્ષો વિતા-
વવાં પડે; તેવીઓના દુઃખ સહન કરી ઉલટો તેમને મારી પુત્રીએ આસિરવાદ આપ્યો ??? ધન્ય છે નાની બા તમારી ધીરજને. એ અઘોચર સ્ત્રીનો સંક્ષીપ્ત હેવાલ.

રાગ.

## રામ—લક્ષ્મણ વનમાં સીધાવતાં.

રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં, સતિ સીતા આવતા સાથ.
કહે રઘુનાથ. પધારો પીયર ભણી.

એ ઢબ.

બાને છેલ્લાંમાં છેલ્લી દીઠી શંખણી, જેના પડારાનો નથી કાંઈ પાર
જાણે કીરતાર. જો જો રે ચોથી-શંખણી.

બા–તો–બા–ભૂ–પા–ભણ્યાં એટલ્યું, છતાં દક્ષ તણો કરે ડોળ;
મિઠું મોટું ગોળ. જો જો રે ચોથી શંખણી.

બાને અક્કલ નથી કોડી એકની, છતાં હીરા પરખવાને જાય;
ઝવેરી મોટી થાય. જો જો રે ચોથી શંખણી.

બા–એ–ભણીરે ગણીને વાડયો ઓટલો, સિખ્યા શેખીને,
સાફાઈ મોજ; મારવાડી કેરા મૌજ જો જો રે ચોથી શંખણી.

નથી ધરમનો મરમ તે જાણતી, છતાં યોગીનીનો બને અવતાર;
ખરે ખરી ગમાર. જો જો રે ચોથી શંખણી.

ચાહે દબાવવા દુનિયાંનાં લોકને, પણ દબાએ એનો એક કંથ;
બીજા દગાય શંખ. જો જો રે ચોથી શંખણી.

બાને ઇચ્છે નહિ કોઇ આંગણે, છતાં પટલાઇ કરવાને જાય;
હાથે મોટાં થાય. જો જો રે ચોથી શંખણી.

બા–ને લહેરો પત્તા બહુએ ગમે, પણ કોણ કરે મૂઓ એનો બાપ;
નથી એની માત. જો જો રે ચોથી શંખણી.

બા–ને માનના જુએ મોટા પોટલા, પણ થૂંકે નહિં કોઇ મૂખ;
ગણીને ભૂંડણ ભૂખ. જો જો રે ચોથી શંખણી.

આ–નો શેફને રૂવાબ તો એવો દિસે, જાણે હુંડીબા છે હાજરાહજુર
દીદારે ભરપુર. જો જો રે ચોથી શંખણી.

આ નો વિવેક છે વાઘ તણા નખ સમો, જાય સળગી જુવો રોમ રોમ
બળીને ચાહોમ. જો જો રે ચોથી શંખણી.

નથી શીંગડાં નથી એક પૂંછડું, નથી લાંબા લાંબા કોઈ કાન;
બતાવવા નિશાન. જો જો રે ચોથી શંખણી.
રાંડ ધણીને અતિ ધુતકારતી, દેતી મૂતરાવી બોલે બોખ બોખ;
જુવે તેમ લોક. જો જો રે ચોથી શંખણી.
અને ધુંવાં કુંવા તેના પર રહે, જોઈ ધુંધડો ચડાવે છે મૂખ;
બારશા બડી ભુખ. જો જો રે ચોથી શંખણી.
નહિં સસરામાં પા ઘડી પાલવે, નહિં પીયરમાં પળ એ પોસાય;
એવી દુઃખ હાય. જો જો રે ચોથી શંખણી.
અને દુનિયાંમાં કોઇને દેખે નહિં, જાણે મારા વિના નથી બીજુ કોઈ
જનમ ધર્યું હોય,
વળી પાપ રૂપ દિસે પાડોશમાં, જેને આંગણે ચાહે નહિં કોઇ;
એવી વાલા મોઇ જો જો રે ચોથી શંખણી.
બધે ઘરેણાં ઘરેણાં ગાતી ફરે, બહુ શ્રીમંતાઈ દેખાડે ગાઈ;
બેસે ત્યાંય ત્યાય જો જો રે ચોથી શંખણી.
સજી વેસ્યા સમા તે શ્રૃગારને, અતિ મનડા મહિ મલકાય;
હોય એવા એ દેખાય. જો જો રે ચોથી શંખણી.
કોઇ કહેરે ઠાકરડી આ તે હશે, કોઈ ખવાસણુ કેહેવાને ચાય;
એવી ઓળખાય. જો જો રે ચોથી શંખણી.
રૂડો પાંકડો પાડો ઘાણી ઘાટનો, નથી આગળ-પાછળ કોઈ;
વિચારે ન ઓય. જો જો રે ચોથી શંખણી.

અને અભિમાનને બહુ આંબળે, બોલે મણ મણના મોટા બોલ
થાએ ન બિજો તોલ.                    જો જો રે ચોથી શંખણી.

જેની જીભડી હાતરડા સમી હિસે, કાપે કરવત સમ બને કોર.
એવી હરામખોર.                    જો જો રે ચોથી શંખણી.

નિત્ય નાયકા સમ મારી ઠાઠને, છોડે ધાડે ચોટે ચાલી જાય;
હૈયે હરખાય.                    જો જો રે ચોથી શંખણી.

વળી ચારિત્ર તો તેઓ એવાં કરે, જાણે દ્રોપદી તણી સગી બેન;
ડાચું કરે એમ.                    જો જો રે ચોથી શંખણી.

આતો બુટડીના જેવી બાંધે બધે, જેનો જાંગીના જેવો છે રાગ;
ધરેરતો અથાગ                    જો જો રે ચોથી શંખણી.

ખાએ ઉંટડીના સમ ખોરાકને, નવ મુકે દીઠું આવ્યું હાથ;
અઘોરીની જાત.                    જો જો રે ચોથી શંખણી.

વળી બળ તો બતાવે છે એટલ્યું, જાણે અરજુન બાણાવળી હોય;
નથી મૂરખ તોય.                    જો જો રે ચોથી શંખણી.

આતો જમ–નાં તેડાંરે પાછાં વાળશે, અને ઝઝુંમશે જમડાની સાથ,
આવી બાથમ બાથ.                    જો જો રે ચોથી શંખણી.

ટુંક વિવેચન ત્રિભુવન એ કરે, મેં તો ઘણા તણા જોયા ઘાટ;
આણે તો વાળયો દાટ.                    જો જો રે ચોથી શંખણી.

તળયા પાપડ વિના ભાવે નહિં, વળી ભાત, દાળ સાથે બે શાક,
બીજો મેથીપાક.                    જો જો રે ચોથી શંખણી.

ધણી ઢોરે છે ટાઢા ટુકડા, લુખ્ખા પથ્થર સમા પોચા ખાય;
મજુરી પછી ધાય. જો જો રે ચોથી શંખણી.
આને સુવા જુવે રૂડી સેજડી, ગાલ મશુરીયાં જુવે છે ગાલ.
લીલાં, પીળાં, લાલ. જો જો રે ચોથી શંખણી.
જ્યારે ધણી જાએ છે જો ગામડે, ત્યારે લઠા બોલાવે છે ઘેર;
કરવાને લીલાલેહેર. જો જો રે ચોથી શંખણી.
રાંડે આંક ઉપર ઘોક વાળીઓ, એવો દુનિયામાં વાળયો છે દાટ
કેહેવાનો નથી ઘાટ. જો જો રે ચોથી શંખણી.
આનું કથન કશું ભાઇ કેટલ્યું, કથ્યું કાગળથી નહી જાય;
વિવેચન નહિં થાય જો જો રે ચોથી શંખણી.
આણે ધુળ મેળી ધણી આબરૂ, કોઈ રાખે ન ટકે ત્રણ શેર;
વેચતાં ઘેર ઘેર. જો જો રે ચોથી શંખણી.
નથી જેઠને જરી પણ લેખતી, ગણે દોકડા તણો દસ શેર;
આવે કદિક ઘેર. જો જો રે ચોથી શંખણી.
નથી સસરવા સાસુને આપતી, આવી તગડી મુકે ત્રીજે દિન;
કેહેવરાવી મુખે મીન. જો જો રે ચોથી શંખણી.
ગણી ભત્રીજાને ગુલામ જો, એવાં નિચ કરાવે છે કામ;
નસાડવાને ઠામ, જો જો રે ચોથી શંખણી.
અને માગ્યાં લાવે કોઇનાં છોકરાં, ધોવરાવે ધણી પાસે ગાંડ;
દુનિયા તણી ડાંડ જો જો રે ચોથી શંખણી.

કોઇ મોટર આપે છે આને બેસવા, ત્યારે બને છે સાવ ગાંડી તુર
ખીસ્સાંની ચકચુર. જો જો રે ચોથી શંખણી.

એની માને લાવે છે રોજ આગણે, અને આપે મિઠાં બહુ માન;
જો પાથરીને પ્રાણ. જો જો રે ચોથી શંખણી.

બધી ધણીની કમાઈ પીયર પોહોચતી, દીધી કરી જાણે તેમ જગ
એવી જબરી ઠગ. જો જો રે ચોથી શંખણી.

સહુ સગામાં કીધો અળખામણો, કોઇ ધણીને બોલાવે નાં ઘેર;
મનમાં લાવી મ્હેર. જો જો રે ચોથી શંખણી.

નથી ધણીને મનુષ્ય સમ લેખતી, ચોખો ગણે છે ડોબા સમાન;
મહા–એ–મસ્તાન. જો જો રે ચોથી શંખણી.

નથી નણંદ આંગણે કહિ આવતી, નથી આવતા ભાણેજ કોઈ
હોનાંર ભલે હોય. જો જો રે ચોથી શંખણી.

એવી છટેલી રાંડોની સિરોમણિ, "પાખંડી પ્રેમદા" પ્રખ્યાત;
મુકી એની વાત. સતિ ગુણો સાંભળો.

---

સ્વભાવ ચોખ્ખો કુતરીને પણ થકાવી દે તેવો કાકાનું નખોદીયું થવા ધારનારી, પીયરમાં પાયમાલ કરી સાસરાના કુટુંબનું સત્યાનાશ વાળનારી સગા મામાને સટ્ટામાં દીવાળા કાઢયાનું કહેનારી એક ગ્રહસ્થે ઘર બોલાવી ખવરાવ્યું ત્યારે

દોઢ પાશેર ઘી ઉપાડી જનારી આખા પાડોસને હલકો ગણનારી. એક વખતે રાત્રે બફારો થવાથી છાપરા ઉપર સુતેલી ત્યાંથી મુતરી મને ભીજવનારી. એ વખતે મારા નિચેના શબ્દો નિકળેલા સાંભળનારી.

દોહરો.

મોભારેથી મૂતરી, વરસાવ્યો વરસાદ,
ભાડુતને દીધો ભીજવી, કયાં કરવી ફરિયાદ.

આ દુષ્ટ રંડાએ અમોને સતાવવામાં બન્યું તેટલું કર્યું તદપિ તેને પણ એક શબ્દ હે ! ! પુત્રિ તે કહ્યો નથી. ધન્ય છે તારી ધીરજ યાને શાન્તિને ? ? ?

---

## મોક્ષ મંત્ર.

પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ
પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ પ્રભુ

નાની બેનને પ્રભુ શાંતિ આપો.

શ્રીલક્ષ્મણને મુર્છા આવતાં શ્રીરામચંદ્રજી ભગવાને પણ પ્રેમના અંગે કેવો વિલાપ કર્યો છે ?

## વિલાપ.

લક્ષ્મણ જાગને હોજીરે, બંધવા બોલ દે એકવારજી,
ભાઇ મુવે ભવ હારીએને, બ્હેની મુવે દશ જાયજી;
બાળપણે જેની મા મરે તેને, ચો—દશના વા વાય. લ૦

કડવી હોજો લીંબડી ને, શીતળ હોજો છાંયજી;
બંધવ હોય અબોલડે, પણ તોય પોતાની બાંય. લ૦

કુવા ઢાંકણ પાવડું ને, જગત ઢાંકણ જારજી;
બાપનું ઢાંકણ બેટડો ભાઇ, ઘરનું ઢાંકણ નાર. લ૦

આવ્યા હતા જણ બે જણાને, એકલો ઘેર જઇશજી;
માતુ આપણાં પુછશે ત્યારે, જઇ જવાપશું દઇશ. લ૦